# ખુલાસો.

આજે આ કાર્ય નિર્વિઘ્ને સમાપ્ત થયું જોઇ, પ્રફુલ્લ હૃદયે પ્રેક્ષકોને પ્રેમ પુષ્પોથી વધાવી, લેખકો બે બોલ આલેખવા ચ્હાય છે

આજ કાલના શરમાળ, વ્હેમી તેમજ નબળા બાળકોમાં આનંદમય જુસ્સો ઉત્પન્ન થાય, તેમજ તેમને પોતાની માતૃભાષાનુ ઉત્તમ જ્ઞાન મળે, વળી આકર્ષક સગીતથી તેમનાં હૃદય પ્રફુલ્લિત થઇ આનદમા નિમગ્ન થાય, એ આ નાટક લખવાનો મુખ્ય ઉદ્દેશ છે

કેટલાક જુના વિચારના મનુષ્યોનુ ધારવુ એમ છે કે, કેળવણી લેતા વિદ્યાર્થીઓને, આ પ્રકારનું જ્ઞાન આપી, નાટકના નસે ચડાવવા નહિ. પરન્તુ તેમણે ખાસ યાદ રાખવું જોઇએ કે, સ્ટેજપર ભજવાતા મુળ નાટકો અને આવા વિદ્યાર્થીઓ મારફતે ભજવાતા નિર્દોષ ઉદાહરણો, એ બન્નેમાં, સિંહ અને શિઆળ જેટલો ફરક છે. નાટકો જ્યારે દરેક રસનો ઉપયોગ કરી, પ્રેક્ષકોનાં ગમે તે ઉપાયે મનરંજન કરવાનો પ્રબળ પ્રયાસ કરી સ્વાર્થ સાધે છે, ત્યારે આવા ઉદાહરણો તો નિસ્વાર્થે નિર્દોષ અને મીઠી ભાષાથી પ્રેક્ષક વર્ગ રાજી થાઓ કે ન થાઓ, તેની

ગણુના કર્યા વગર, માત્ર ઉછરતાં બાળકો ઉન્નત દશાએ પહોંચે તેજ ઇચ્છા રાખી, પોતાનો ઉદ્દેશ સફળ કરવાનો પ્રયાસ કરે છે.

મૂળ ગાયનોમાં તેમજ પાત્રોના કાર્યમાં અનિયમિતપણું ન થાય અને ભવિષ્યમા બાળકોને તેજ સંગીત, કઇક ઉપયોગનું થાય, એજ ઇચ્છાએ, આ પુસ્તક છપાવવાની ધારણા રાખી હતી; જે આજે પ્રભુ કૃપાએ આપ ફળિભૂત થએલી જુઓ છો. એજ વિજ્ઞપ્તી

લી૦ નમ્ર

સેવકો.



# પાત્રો.



શિવ—

નારદ—બ્રહ્મર્ષિ.

વસિષ્ઠ—હરિશ્ચંદ્રના ગુરૂ

વિશ્વામિત્ર—એક ક્રોધી ઋષિ

ઈંદ્ર—સુરલોક પતિ.

હરિશ્ચંદ્ર—અયોધ્યાપતિ

રોહિત—તેનો પુત્ર

તારા—હરિશ્ચંદ્રની સ્ત્રી.

ભભુત—વિશ્વામિત્રનો શિષ્ય

કાળસેન—યમરાજ.

પનિઓ—તેનો નોકર.

તેમજ—મિત્રો, ડ્રીલ કરનારાઓ, કાશી રાજા, વેપારીઓ, ડોકટર, બેરિસ્ટર, એડિટર, દલાલ, ઇરાની, મજુરો, કૈસર, દરબારીઓ, સુત્રધાર, બાળક વગેરે વગેરે



શ્રી

# સત્ય વિજય

## નાટકનો ટુંક સારઃ—

---

## અંક ૧ લો.

પ્રવેશ ૧ લો-ઇશ્વર સ્તુતિ, બાદ સૂત્રધાર અને બાળક વચ્ચે નાટક સબધિ વાતચીત, સીનનુ ફાટવુ, સ્વર્ગ નર્કનો દેખાવ, અભિવંદન.

પ્રવેશ ૨ જો-ઈંદ્રનો દરબાર, ડ્રીલ, વિશ્વામિત્ર અને વસિષ્ઠ વચ્ચે તકરાર નારદની નારદ વિદ્યા, વિશ્વામિત્રનુ ઉશ્કેરાવુ અને હરિશ્ચંદ્રનુ સત્ય ચુકાવવાનો નિશ્ચય કરી જવુ.

પ્રવેશ ૩ જો-રાજ્ય માર્ગ, વિશ્વામિત્ર વિચારવમળમા, હરિશ્ચંદ્રનું સત્ય ચુકાવવાની ગોઠવણ અને ઉદ્દગાર, સાધુઓનું આવવુ સંબોધ, વિશ્વામિત્રની બેદરકારી.

પ્રવેશ ૪ થો—તારામતિને માનશુકન, હરિશ્ચંદ્રનું આશ્વાસન.

પ્રવેશ ૫ મો—હરિશ્ચંદ્રનો દરબાર, ડૂલ, વિશ્વામિત્રનુ આવાગમન, પરસ્પર સત્ય વિષે વાતચીત, હરિશ્ચંદ્ર પાસે વિશ્વામિત્રની માગણી, રાજ્યનું આપવું, દરબારીઓનો શોક, આશ્વાસન, હરિશ્ચંદ્રનો રાજત્યાગ અને જવાની તૈયારી; તેટલામાં રોહિતનુ આવવું, વિલાપ, દિલાસો, અ તે મા તથા પુત્રે હરિશ્ચંદ્ર સાથે જવા તૈયાર થવુ, સર્વેને વિલાપ કરતાં મૂકી પિતા પુત્રનુ જવું.

## ટેબ્લો.

---

# અંક ૨ જો.

પ્રવેશ ૧ લો—જંગલ, તારામતિની ઇશ્વર સ્તુતિ, ક્ષુધાપીડિત રોહિત, ટળવળવુ, દિલાસો, વિશ્વામિત્રનું છુપા વેષમાં આવવુ, કસોટી, હરિશ્ચંદ્રનું લાકડાના ભારા સાથે પાછુ આવવુ, ત્રણેનો અફસોસ, વિશ્વામિત્રનું ખુલ્લું થવુ, મહોરની માગણી, હરિશ્ચંદ્રનો પુત્ર તથા દારાને વેચવાનો નિશ્ચય, વૈરાગ્ય.

પ્રવેશ ૨ જો-ફારસ.

પ્રવેશ ૩ જો-હિંદ બ્રિટાનીઆનો ટેબ્લો.

પ્રવેશ ૪ થો-હરિશ્ચંદ્રનો પુત્ર અને પોતાની પત્ની વેચ્યા પછીનો વિલાપ, વિશ્વામિત્રનું આવવુ, બાકી રહેલી સોના મહોરોની માગણી, હરિશ્ચંદ્રનું પોતે વેચાવા તૈયાર થવું.

પ્રવેશ ૫ મો-કાશીનો બગીચો, વિલાપ કરતા રોહિતનુ પ્રવેશવું, મિત્રોનો રમત રમવા આગ્રહ, વખતને અમૂલ્ય લેખી નિરર્થક નહિ કરવા રોહિતની શિખામણ, પત્થર ઉપર પાણી, મિત્રોએ રોહતને હસી કહાડવો, સર્વેનું રમતમાં ગુથાવું, ગોપ, રોહિતનુ પુષ્પ વીણવુ, સર્પડંશ, સર્વેનો વિલાપ

ટેબ્લો.



# અંક ૩ જો.

પ્રવેશ ૧ લો–કાશી બજાર, હરિશ્ચંદ્રનું વેચાવું.

પ્રવેશ ૨ જો–સ્મશાનના રક્ષક તરીકે હરિશ્ચંદ્ર સ્મશાનમાં, રોહિતના શબ પાસે ઉભેલી તારા, શબને અગ્નિસસ્કાર કરવાની માગણી, અરસ્પરસ ઓળખાણ, વિલાપ, હરિશ્ચદ્રનું ધર્મસકટમા આવી પડવુ, સત્યની ખાતર સ્મશાનનો લાગો લેવા તારા પાસે માગણી, તારાનુ જવુ, હરિશ્ચદ્રનો રોહિતના શબ પ્રત્યેનો વિલાપ

પ્રવેશ ૩ જો–રાજ્ય માર્ગ, મરેલુ બાળક, તારાનું આવાગમન, ચાલતા ચાલતાં શબ સાથે અથડાવુ, વિમાસણ, તારામતિના ઉપર અચાનક આફત.

પ્રવેશ ૪ થો–કાશી રાજાનો રાજ્ય મહેલ, ન્યાય, તારામતિને દેહાત દડની શિક્ષા

પ્રવેશ ૫ મો–ફારસ

પ્રવેશ ૬ ઠ્ઠો–સ્મશાન, હરિશ્ચદ્ર વિલાપ કરતો નજરે પડે છે, ભાવીની પ્રબળતા, તારામતિનો વધ કરવાનો પોતાના માલીક તરફનો હુકમ, દુખપગ ડામ, દપતિનો વિલાપ, હરિશ્ચદ્રનો તારામતિનો વધ કરવાનો

પડદો ૧૧

નિશ્ચય, તૈયારી, પુષ્પવૃષ્ટિ, દેવોનુ આવાગમન, ભેદનો ખુલાસો, વસિષ્ઠ પાસે વિશ્વામિત્રે પોતાની હાર કબુલ કરવી અને માફી માગવી, હરિશ્ચંદ્રને દેવોનો ધન્યવાદ, સ્મશાનનુ પલટાવું, રાજ્યગાદી, રોહિતનો રાજ્યાભિષેક, આનંદ આનંદ.

પ્રવેશ ૭ મો–ગૉડ સેવ ધી કિંગ.



# નાટકનાં ગાયનો.

## ઇશ્વર સ્તુતિ.

સર્વે— ૧

નામિ યાચુ આપો સુમતિ હે........... ..હરિ ( ૨ )
અભેદ વિદિત જ્ઞાની પીતા,
અખિલ ભુવન તણો સ્વામિ ........ . નામિ૦
અધમ ઉધ્ધારણ સ્વામિ,
વિઘન સૌ તુ ................. .. .. હરજે ( ૨ )
સત્ય શરણુ સુખદાઇ ( ૨ )
નટનાયક પાલકરે,
ઘટઘટ વ્યાપી......... ને
ઉમગ સુદ્રઢ દે હે પીતા,
કાર્ય કરજે શુભદાઇ ..... નામિ૦

——:૦·——

બાળકો— ૨

અરે હાં સંપ વિનાનુ સુખ, પલકમાં વહી જશેરે;
ખરે જેમ સુતરનો એક તાંત, પલકમાં તુટી જશેરે,

રજ્જુ તુટશે નહિરે, ક્ષિણુ બનશે નહિરે;
અરે હાં સંપ વિનાનું સુખ, પલકમાં વહી જશેરે—ટેક૦ ·

કીડી સમ તુચ્છ જંતુમાં, પણ સંપ દીસેરે સદા
કાળ મણીધરનો મળી સર્વે ઘાત કરેરે તદા
સંપ સુખનુ મુળ જાણ— અરે હાં૦

જયચંદ પૃથ્વી રાજ દ્વેષે, હિંદ આ પરવશ પડ્યું;
હિંદી મરાઠી રાજ્ય મુસ્લીમ સંપવિણુ ધુળમાં મળ્યુ;
દારિદ્ર, દુઃખ ને કળાહીનતા, જે હતુ કર્મે જડ્યું,
તે હિંદીઓના હાથમાં, દુર્ભાગ્યથી આવી મળ્યું—અરે હાં૦

(ડી. કે ભટ્ટ.)

———·o·———

સર્વે— ૩

થયો આનંદ આજ ઉરે અમને, થયો આનંદ આજ ઉરે અમને,
આપે પધારી કૃતાર્થ કીધા, સુવિદ્યાભ્યાસી ગણને (૨)
થયા આભારી અમે સૌ આજે (૨)
યાચીએ શુભ કરવા કાજે (૨)
છે અલ્પમતી અમ શિશુગણની, છે અલ્પમતિ અમ શિશુગણની
યત્કિંચિત આ યત્ન અમાગે, દાખવવા ઇચ્છા મનની (૨)
દીસે જો યત્ન વિષે ખામી (૨)
માફી ચાહીએ સૌ શીર નામિ (૨)

શિશુની એજ અરજ છેલી, શીશુની એજ અરજ છેલી,
તન મન ધનની વૃદ્ધિ પામી, વધો બહુ વશે વેલી. ( ૨ )
થયો આનંદ આજ ઉરે અમને૦

—,૦—

બાળકો— ૪

તન કેળવો શિક્ષણુ અહી, સૌ સગમા અગમા ધરી ઉમગ; ( ૨ )
દ્રઢ મન કરો મગદળ અહી, કસરત કરો નિત્ય લઇને ખંત; ( ૨ )
રાખતું યાદ તે અગ સુધારક, ચાહક ડ્રીલ તણો બધુ આ, ( ૨ )
રાખીને નેક ને ટેક વિવેકને, સત્ય વચની ને સુસંગીથા; ( ૨ ) તન૦
કાયાક ચનવત્ ચાહે જો તુજ મન, પ્રમાદ ત્યાગી ચતુર તુ બનજે, ( ૨ )
અગમા બળ બુદ્ધિ પામી સર્વદા, ભીમના જેવુ તુ શૌર્ય જ ધરજે ( ૨ )
કસરત તેજ બળનો આધાર, બળ તે તન સુધારક ધાર; ( ૨ )
લાવીને પ્રેમને શીખે જો ડ્રીલને, કષ્ટ તેથી વીર કો' દિ'ન થાય, ( ૨ )
શુદ્ધ ખોરાકને અહી સુવસ્ત્રને, દીર્ઘાયુ બની સદા સુખી થા, ( ૨ ) તન૦

———

નારદ અને વસિષ્ઠ— ૫

શામાટે વ્યર્થ વદો ઋષિ ઉર ધરી વૃત્તિ દ્વેષી
ગણો શુ બીજ હિણુ ધરતી ( ૨ )

વિશ્વામિત્ર—

કાજળ કેરા પુંજને, ધોતાં શ્વેત ન થાય
સોમલ કેરા પાનથી, જરૂર હણાશે જાન
ઇન્દ્રવર્ણું દ્રષ્ટિથી રૂડું, પણ ચાખેથી લાગે કૂડું
તેવુ જગત છે અખિલ ઋષિ શું કથું અધિક મુખથી
ભરી છે અનૃતમય પૃથ્વી

નારદ અને વસિષ્ઠ—

કદી પાપી જન તમને મળીયો, પૂર્ણ પરિચય તમને પડીયો
કરો ઋષિજી ન્યાય આપ શું દોષ સકળ જગથી ઋષિ શું
દોષ સકળ જગથી, વદો છો વાણી શું દૂષી. ૨

વિશ્વામિત્ર—એવો સતીનો જાયો કોણ છે જગતમાં ?

નારદ—હરિશ્ચંદ્ર.

વસિષ્ઠ—

સૂર્યવંશી જાતિ છે જેની, જીંદગી જાણો સત્યમય તેની
ધર્મપરાયણ વૃત્તિ જેની છે, વદે ન જુઠ મુખથી ઋષિ એ વદે૦

વિશ્વામિત્ર—

છુપાવ્યો છુપે નહિ, વ્યોમ મહી તો ભાણુ
પક્ષ કરો અવનિ તણો, પણ હુ થી ન અજાણુ
વચન પાળવુ વાત ન સોંઘી, કઠણ શૈલી એ જાણો મોંઘી
'ચન નિભાવનહાર પૃથ્વીમા મા જાયો સુત નથી ઋષિજી મા જાયો૦

વસિષ્ઠ—માહારાજ ! બહુ રત્ના વસુંધરા

વિશ્વામિત્ર—કોણ હરિશ્ચંદ્ર, ધર્મનું પુતળું !

નારદ—હાજી... ...

તે પુરૂષ હરિશ્ચંદ્રજ જાણો, તે મુજથી નથી જરીક અજાણ્યો
શામાટે વ્યર્થ વદો ઋષિ ઉર ધરી વૃત્તિ દ્વેષી
ગણી શુ બીજહિણુ ધરતી.

---

આકાશવાણી— ૬

ગર્વ કરે શીદ માની ( ૨ ) થાશે તેથી જીવન તણી હાની;
સાર શુ વિષધર પાળી ( ૨ ) દેશે કોઇ દિન ડંખ એ લે જાણી

સાધુઓ—

ગર્વ તજ મન પ્રાણીઆ,
તારી કંચન કાય કપાવશે ( ૨ ) તારા દેહને અટવાવશે...ગર્વ૦
મૂઢ કૌવચ બીજ વાવી, આમ્ર ફળ પામીશ ક્યાંથી; ( ૨ )
વાસના ગર્વિત તારી, નરકમાં ઝંપલાવશે...ગર્વ૦
ચેત જીવ મનથી વિચારી, ગર્વને દેજે વિસારી; ( ૨ )
મતિ તેવી ગતિ પ્રાણી, અંતે તો તારી થશે.. ગર્વ૦

---

સામંતો— ૭

રાજપતિ શિરછત્ર અમારા છેક શુ દ્યો તરછોડી ( ૨ )

હરિશ્ચંદ્ર અને રોહિત—

જાળ જગતની ત્રોડી ફોડી દેહ દમુ દિલ જોડી. (૨)
સત્ય ધર્મ પર પ્રીત લગાવી, અલખ નિરંજન ધુન જમાવી,
પ્રભુમા ચિત્ત દઉં જોડી—રાજપતિ૦

સામંતો—

લખપતિ બનશે વનના માલીક, પ્રભુ આ દિન શુ આવ્યા.

હરિશ્ચંદ્ર અને રોહિત—

સમયને ભાવે તે સહી લેવુ, રંક ભલે હોય રાયા;
પાપ કરી પુન્ય ક્યાથી લેવુ, વાવીને લણુવુ છે તેવુ,
ન્યાય પ્રભુ દે તોળી—રાજપતિ૦

સામંતો—

સમય પ્રભુ આ શુ પલટાયો, રાજપતિ શિર જોળી,

હરિશ્ચંદ્ર અને રોહિત—

કર્મગતિ અતિ ન્યારી જગમા, પળમા સૌ દે બોળી,
દિલનુ ધાર્યુ દિલમા શમતુ, ધાર્યુ ધણીનુ સર્વે બનતુ,
યાચુ રજા કર જોડી—રાજપતિ૦

---

પ્રજા—  ૮

કરી છેદ તન ક્યા ચાલ્યા,
અમ જીવન તણા શિર સ્વામિરે—કરી૦

વારિ વિના નવ સરવર શોભે,
હોય ભલેને સારૂ,

રોહિત—

કરી લોભ ધર્મંશે હારૂં—અમ૦
આત્મારૂપ પુત તાતને જાણો
પુતે પિતાને વશ થાવું

પ્રજા—

નથી ઘટતુ કુવરજી આવુ;
અમ જીવન તણા શિર સ્વામિરે
કરી છેદ તન કયાં ચાલ્યા

૯

હરિશ્ચંદ્ર, તારામતિ અને રોહિત—

જાણુ આ સસાર ખેલ ખોટો,
રે સહુ રીતે તપાસતાં, જાણુ—આ૦
નટ આ જાશે પળમા ફુટી (૨)
લાગતા કાળ કેરો સોટો—રે સહુ રીતે૦
કામ ન આવે તન ધન દારા (૨)
માયાનો બધ સહુ ખોટો—રે સહુ રીતે૦
નથી જણાયુ સ્થાયી જગતમા (૨)
હોય ભલે રક રાય મોટો—રે સહુ રીતે૦

બેરીસ્ટર—　　　　　　૧૦

લોનો કીધો માથુ ફોડી ને પુરો અભ્યાસ
ને લંડનમાં ડીનર આપીને કરી પરીક્ષા પાસ
આગાઉન સાથે લીધી બેરીસ્ટરની ડીગ્રી ખાસ
બોયકોટ નાતે કીધા પૈસાનુ સત્યાનાશ.
ઓ જરી નથી કમાણી નહી આવે કોડી કાણી
ખીસા ખાલી લોયરના પોઝીશનપર ફરતુ પાણી ( ૨ )
યુરોપમા જઇ આવ્યા તેથી ફેશન ના છોડાય
આ પોઝીશન જાળવવા ચીજો ક્રેડીટપર લેવાય
પણ જ્યારે ઇસ્માલીયા કોરટમાંની ડીગ્રીઓ થાય
ત્યારે ઉધારીઆ બેરીસ્ટરનો ડબ્બો ગુલ થઇ જાય—અરે•

( ઠક્કુર ).

૧૧

( I )

Brave noble sons of India
Hear now the bugle's call;
Stand loyal to Britania,
Great mother of us all

—— • ——

૧૨

( II )

Hear now the duty's calling,
Calling to each brave heart;
O Hind, your tears are falling,
Your noble sons must part

CHORUS.

Frightful in charging, valiant in war,,
When Hind echoes the British Lion's roar,
Stand fast by Britain, woe to her foe,
Peace be or war with Britain shall we go.

---

મીત્રો— ૧૩

આવો ખેલો ખેલાવો સહુ બાળ . હો પૂર આનંદે
કરો ગુંથણુ સાથે ગાનતાન.. . . . ... . ...હો પૂર આનંદે
રાશ હાથ લઈ સંપે મળી રમીએ ઉમંગે
મનહર ગાન કરીને, ધીમેથી તાલ દઈને
રંગમાં રંગ જમાવો અંતર સહુ ...... ... .....હો પૂર આનંદે.

---

રોહિત— ૧૪

થઈ ગતી શી મારી હાય......થઈ૦
સંકટ શિરપર ભારી હાય... થઈ૦
ક્યાં છે મ્હેલ કયા બાગ બગીચા, ક્યાં છે હકુમત મારી,
નવનિત ભોજન સેજ બીછાનુ, કયા ગયા ખાસ હજુરી
હાય—થઈ૦
મુખથી જળનુ નામ ઉચરતાં મળતુ દુધ કઢેલું,
ત્રમ હુ કે ભૂખે મરૂં છુ, ભાવ નથી કોઇ પૂછતુ
હાય—થઈ૦
લાડ કોડ માતા બહુ કરતા, વ્હાલ પીતા દીલ ધરતા;
તનૂજ તમારો ભટકે વનમાં, શિદ ખબર નથી લેતા.
હાય—થઈ૦
કયા ભવનું મુજ પાપ આ પ્રકટયુ, સુખ બધું પરવાયું,
કોટીપતી થઇ આજ ભીખારી, વનવન ભટકી મરતો.
હાય—થઈ૦

---

મીત્રો— ૧૫

આવો આવો ખેલો સહુ ઉમગ ધરી,
ધીમેથી ચરણુ ધરી, મનહર ગાન કરી;
હાથેથી તાલ દઈ, રમીએ રમત નવી

ધાર રાશ હાથ સાથ

મળી રાશ ગુંથો આનંદે, અહો જ્ઞાન કળાનુ સંગે;
મીઠાં વાજીત્રો બજાવી, સાથે ગાયનોને ગાઇ,
સંગીત વિદ્યા શીખાવી શોક તજો સદા ભાઈ
રૂડા શિષ્ય તરીકે ચિત્રકળાઓ શિખજો,
પ્રેમ પ્રેમ લાવી પ્રેમ. (૨)
હુન્નર ને વિદ્યા કળા આપો પ્રભુ તમે સદા,
વિવેક વધારો જેથી આવે નહિ કષ્ટ કદા.
ઉપકારી સરવે રહીએ ઇશિરે નિત્ય અમે---આવો૦

---

મીત્રો--

૧૬

આવીરે આ વિપત શિરપર
ભાવીને આ શુ ગમ્યુ (૨)
એવો દોષ થયો શુ ભારી
કીધો રંગમાં ભંગ મોરારી
આવો ઘાત અરે આ શિદને
તુજ બાળક પર તે કર્યો-- આવી૦
કીડીથી કટક આ કીધું
રંક પરે શુ દુઃખ તે દીધું (૨)
માત બિચારી તારા રડશે
પુત્ર વિયોગે ઝુરી મરશે
દૈવ ગતિ શી તારી-- આવી૦

---

১৭

It's a long, long way to Tipperary
Up to mighty London came
An Irish man one day,
As the streets were paved with gold
Sure ev'ry one was gay;
Singing songs of piccadilly
Strand and Leicester square
Till paddy got extited then he shouted
To them there·—

---

" It's a long way to Tipperary
It's a long way to go,
It's a long way to Tipperary,
To the sweetest girl I know;
Good—bye piccadilly farewell
Leicester square,
It's a long, long way to Tipperary
But my heart's right there, "

---

Paddy wrote a letter to his Irish molly o'

Saying, " Should you not receive it,
Write and let me know
If I make mistakes in spelling,
Molly dear," said he,
" Remember it's the pen that's bad,
Don't lay the blame on me."

---

કરવા તાબે આખી દુનિઆ ઠગ ચાલ્યો તત્કાળ
હણુવા ચાહી પડયો મેદાન કઇસર જાતે શિઆળ
સ્વપ્નું આવ્યું થઇ તાબે સૌ દુનિઆ મ્હારે
લાગી ફ્રાન્સ ગોળી તેના માથા માંહે, કઇસર શું ધારે ?

Molly wrote a neat
Reply to Irish paddy o'
Saying, " Mike Moloney wants to marry me,
and so Leave the Strand and Piccadilly,
or yov'll be to blame
For love has fairly drone me silly,
hoping you're the same."

---

બન્યા રાજા કેસરજી ઓસ્ટ્રઆ થઇ રાણી,
સજયો મંડપ કીલ નેરે શોભામાં તોપ આણી;

પ્રજા ર્‌હાય ક્યારે મુળ જાય, રાજારાણીનુ હાય
બ્રિટન હિન્દ ફ્રાન્સ રશીઆ જાપાન બોલો એ હાય વરરાય.

---

હારમોનીયમ—                ૧૮

રટ મનવા ધર અંતર નાથ રટ મનવા–( ૨ )
તારૂ અંતે નથી કોઇ મનવા—ધર૦
સમજ સમજ જરી મુઢ મુરખ મન,
કાળ ભમે શિર હણુવા......... ( ૨ )
ધ્યાન ધર જીવ રામ રટ દૂર માયા કર સંભાળથી–
સ્વાર્થમય સંસારમાં જીવ ચેત આ જંજાળથી...તારૂ અંતે૦
ભ્રાત ભગિની ધન સૂત દારા
જાણુ નથી તૂજ મનવા.... .......... ( ૨ )
કાય તૂજ નર જહાજ સમતૂલ
ખડક કો'દીન ભાંગશે
જાગ જીવ નિંદ્રા મહીથી કાળરૂપ શર વાગશે......તારૂ અંતે૦
વાર વાર નહિ આવે જનમ નર
નાવ આ તન તૂજ તરવા ( ૨ )
ત્યાગ કર, દીલ સાફ કર ગુણુ ગાન કર સદ્‌ભાવથી
જગતનો પ્રતિપાળ તૂજને તારશે ભવપારથી .....તારૂ અંતે૦

---

દેવો—                    ૧૯

લેશ માત્ર ચિંતા નવ ધરજે, રાય હરિ તું ચિત્ત વિશે;
અતિશય દુઃખો સહન કરીને, ધરી ટેક તેં આત્મ વિશે

હરિશ્ચંદ્ર—

અહો ભાગ્ય મારા સમજું હું, નયન સમિપ તમને જોઈ;
મૂક્તિ માર્ગનો પાર પામીને તૃપ્તિ થઈ મુજ ચિત્ત મહી.

દેવો—

ઇન્દ્ર ભૂવનમાં થઈ અતિ ચર્ચા, સત્ય ટેક જોવા તારી,
રાય ધર્મે ચંડાળ રૂપથી, સ્વિકારી સેવા તારી

હરિશ્ચન્દ્ર—

ક્ષણિક જગ્ત છે દુખે ભરેલું, બહુ દૂસ્તર છે સચરવું;
આપ તણી આશિશને લીધે, સ્હેલ થયુ છે ઉગરવુ.

દેવો—

નભ મડળમા ધ્રુવ અવિચળ છે, રાજ ભોગવ અવની મોજા
ત્રિલોકમા જય જય તુજ કીર્તિ, ગવાશે સુણજે વારવાર.

હરિશ્ચદ્ર—

દિવ્ય ધામમાં સંચરવાને, થઈ મૂજ ઇચ્છા તિવ્ર ઘણી;
અરજી આ મૂજ અંતર ધરવા, કૃપા કરો હે ભક્તમણી

---

બાળકો— ૨૦

આવો બાળક સરવે આજ રમત રમીએ નવીરે
લઇ ધજાઓને કરીએ નૌતમ ખેલ
સાથે ઉભા રહી સંગાથે રમીએ આપણે રે—આવો૦

સાખી—

લાલ પીળો ને વાદળી મૂળ રંગ કહેવાય
પણ બાકીના રંગને મીશ્ર નામ અપાય
જમણા ડાબા સીધા ગોળ ફરીને ચાલીએરે
વળતાં ફેરવીએ પતાકા સૌ સંગાથ.........સાથે૦

સાખી...

લાલ પીળો બન્ને મળી નારંગી કહેવાય
પણ મળે પીળો વાદળી લીલો રંગજ થાય
લીલો લાગે મનહર સૌને દીલમાં અતી ઘણોરે
માટે સરજાયો સૃષ્ટિમાં અપરંપાર—સાથે૦

સાખી—

જો મળે રાતો વાદળી જાંબુડી રંગ જાણ
બાકીના રંગો બધા મેળવણીથી પ્રમાણ
એવા રંગો સૌને આપે આનંદ અતી ઘણોરે
માટે શીખો સરવે ખૂબ કરીને ખંત—સાથે૦

---

